પંજાબ લેખમાળા નં. ૩

# પંજાબના અત્યાચારો

( પંજાબની અબળાઓની આત્મકથા )


અનુવાદક:

રા. કંચનલાલ મગનલાલ ખાંડવાળા

અને

રા. નંદલાલ મણીલાલ શાહ.



ગુજરાત રાજકીય મંડળ,

અમદાવાદ.

પ્રત ૩,૦૦૦ કીમત ૦-૦-૬ સને ૧૯૨૦

# પંજાબના અત્યાચારો.



## કેટલીક અબળાઓની આત્મકથા.

### પ્રાસ્તાવિક



પાષાણ હૃદયને પણ પીગળાવે એવા પંજાબના ઘૃણિત અને રાક્ષસી અત્યાચારો હિન્દુસ્થાનના ઇતિહાસમાં ચિર સ્મરણીય રહેશે. બ્રિટીશ સલ્તનત ઉપરનો એ કાળો કલંક ક્યારે ધોવાશે તેની કલ્પના કરવી વ્યર્થ છે. બ્રિટીશ અધિકારીઓનાં એ અમાનુષી અને અન્યાયી કૃત્યોમાંથી અનેક કરૂણારસિક નાટચો અને વાર્તાઓ ગુંથી શકાય તેમ છે. એ અત્યાચારોનું વૃત્તાંત વાંચી, એવો કયો નિષ્ઠુર હૃદયનો મનુષ્ય હશે, કે જેની આંખમાંથી દડ દડ આંસુની ધારાઓ ન વહે ? એ અત્યાચારોનું વર્ણન કરવાને કોઈ કવિની કલ્પનાશક્તિની જરૂર પડે, કે કોઈ મશહૂર ચિત્રકારની પીંછીની આવશ્યકતા રહે, અને છતાંયે એને ન્યાય આપી શકે કે કેમ ? એ શંકાસ્પદ છે.

હિન્દુસ્થાનની પવિત્ર ભૂમિને, તેનાં નિર્દોષ બાલકો, સ્ત્રીઓ અને માણસોનાં લોહીની નદીઓ વહેવડાવી કલંકિત કરનાર, તેઓના આત્મમાનનું છેદન કરનાર, તેઓના કિંમતી પ્રાણોનો ભોગ લેનાર, પંજાબના 'અમાનુષી બ્રિટીશ અમલદારોને હિન્દ કેમ ભૂલશે ? એ અન્યાયને, એ આત્મમાનના

અંગને, પવિત્ર જીવન ગાળનારી આર્ય અબળાઓના પ્રાણપ્રિય એવા શીલના ભંગને હિન્દ કદી વિસરે તેમ નથી. જ્યાં સુધી હિન્દુસ્થાનમાં મનુષ્યત્વ છે, શૌર્ય છે, વીર્ય છે, ક્ષાત્રતેજ છે, ત્યાં સુધી એ અત્યાચારોને–એ ભયંકર કૃત્યોને હિન્દ કદી ભૂલનાર નથી.

પંજાબમાં વહેલી લોહીની નીકોમાંથી નવા હિન્દી વીરો અવતરશે, પંજાબની નિર્દોષ આર્ય બાળાઓ ઉપર થએલા અત્યાચારોમાંથી હિન્દનું ગૌરવ માથું ઉંચકશે, અને હસતાં રમતાં બાળકો પાસેથી તેઓનાં મા બાપને ખુંચવી જનાર ગોરા અમલદારોના અત્યાચારથી કંપી ગએલાં એ બાળકોમાં નવીન શૌર્ય અને ક્ષાત્રતેજ દીપી ઉઠશે. હિન્દની રાષ્ટ્રીય પરિષદ્‌ની કમિટીએ જે અહેવાલ રચ્યો છે, અને તેમાં જે પૂરાવાઓ બહાર પાડયા છે, તેના વાંચનથી આપણાં રૂંવે રૂંવાં ઉભાં થઈ જાય છે. એ પૂરાવાઓમાં પંજાબની કેટલીક બ્હેનોએ દૃઢ હિંમતથી બહાર આવી, તેઓના ઉપર થયેલા અત્યાચારોની કબૂલાત, કમિટી આગળ કરી હતી. એ અહેવાલોમાંથી કેટલીક કરૂણાજનક આત્મકથાઓ નીચે આપવામાં આવે છે:—



# અમૃતસર.

## જમનાદેવી. ( વિધવા )

" મીસ શેરવુડ ઉપર જે હુમલો કરવામાં આવ્યો, તેને અંગે મારા જેઠને પકડવામાં આવ્યા. મારા જેઠ મેલારામ શરાફનો ધંધો કરે છે. વૈશાખ શુદ સાતેમને દિવસે સવારમાં તેઓ ઘી લેવા બહાર ગયા હતા. જ્યારે તે ઘેર પાછા ફર્યા ત્યારે તેમણે મને કહ્યું કે " સુંદરસિંગ ચૌધરીએ મને બોલાવ્યો છે. " તેઓ તેની પાસે ગયા એટલે તેમને કોટવાલીમાં લઈ જવામાં આવ્યા. આઠ દિવસ સુધી તેમને કિલ્લામાં પૂરી રાખ્યા પછી તેમને કુચીચરણ ગલીમાં લાવ્યા, અને ફટકા મારવા માટે ઉભા કરેલા સ્તંભ સાથે બાંધીને ત્રીસ ફટકા લગાવ્યા. તેમને ફટકા માર્યા ત્યારે હું પોતે ત્યાં હાજર હતી, બીજા ઘણુાયે માણસો હાજર હતા. સોલ્જરો પણ હાજર હતા. બિલકુલ રહમ રાખ્યા વિના તેમને ફટકા મારવામાં આવ્યા. તેથી તેઓ બેભાન થઈ ગયા. હું રડતી હતી, અને સૈનિકો હસતા હતા. એમના સિવાય બીજા પાંચ છોકરાઓને ફટકા મારવામાં આવ્યા. છોકરાઓના શરીરમાંથી ફટકા મારતી વખતે, દડ દડ લોહી વહી નીકળ્યું. ફટકા માર્યા પછી મેલારામ ચાલી નહિ શકવાથી તેમને ઘસડી જવામાં આવ્યા. અમારી બજારમાં આઠ નવ દિવસ સુધી સૈનિક ચોકી બેસાડવામાં આવી. દિવસમાં કોઈને બહાર જવા દેવામાં આવતા નહિ, અને જો કોઈ બહાર જતું તો તેને પેટપર ચલાવવામાં આવતો. એક દિવસ સાંજે મેલારામને પણ પેટ પર ચલાવવામાં આવ્યા હતા. જ્યારે તેઓ ઘેર આવ્યા

ત્યારે એ વાત મને એમણે કહી સંભળાવેલી. શેરીનાં બધાં ઘરોનાં બારણાં બંધ કરવામાં આવ્યાં હતાં. અમારા ઘરનું ઝાડુ કાઢનાર ભંગીઓ પણ આવી શકતો નહિ. બ્રિટીશ સૈનિકો કબૂતરોને ગોળીથી વીંધતા અને મારા ઘરના આંગણાંમાં પાટ પર નાંખી પકવતા. ”

## ધનદેવી.

“ મ્હારૂં ઘર કુરીશ ગલીમાં કોરોનવાલા કુવાની સામે છે. હું વિધવા છું. મારે એકનો એક દીકરો છે. અમે મા દીકરો બન્ને માંદાં હતાં. જ્યારે હું દાક્તરને ઘેરથી દવા લેઈ પાછી આવી ત્યારે સાહેબ ( General ) બજારમાં લશ્કર સાથે ફરતા હતા. મારા ઘરમાં પાણી પાય એવું કોઇ ત્રીજું માણસ નહોતું. ઘરમાં ચોખા હતા, પરંતુ દૂધ નહોતું. આઠ દિવસ સુધી અમે પાણી વિના રહ્યાં. જ્યારે તાવ ઉતરી ગયો ત્યારે પાણી ક્યાંથી લાવવું તે સવાલ થઇ પડયો. રાત્રે લશ્કરી કાયદો હતો, અને દિવસે સૈનિકોનો પહેરો હતો. એક દિવસ હું અને એક બીજી બ્હેન કુવામાંથી પાણી ભરવા ગયાં. સૈનિકો અમારી પાછળ દોડ્યા. અમે અમારાં વાસણો કુવા પરજ મૂકી દઈ ઘેર દોડી આવ્યાં. ”

## પ્રેમકુંવર.

“ કુરીશા ગલીના કોરીઅનવાલા કુવાની પાસે જ મારૂં મકાન છે. છોકરાઓને ફટકા મારવામાં આવતા હતા ત્યારે હું બારીએ ઉભી રહી જોતી હતી. છોકરાઓનાં કપડાં ઉતારી લીધાં હતાં. તે પછી તેમને ફટકા મારવાના સ્તંભે સખ્ત જકડીને બાંધવામાં આવતા અને તે પછી ફટકા મારવામાં

આવતા. ' ઓ ! મા ! મર ગયા. સાહેબ, જાને દો ' ની બૂમો અમે સાંભળતા. દશ ફટકા મારીને એક છોકરાને છોડવામાં આવ્યો. પછી તેને કંઈ પાવામાં આવ્યું અને ફરીથી બાંધી ફરીથી ફટકા લગાવવામાં આવ્યા. તે પછી બીજા છોકરાને ફટકા મારવામાં આવ્યા. એ બેશુદ્ધ થઈ ગયો. સાહેબે કહ્યું " કોઇ એને પાણી પાશે કે ? " મેં એને પાણી પાયું. હું છોકરાની હાલત જોતી હતી. એના શરીરમાંથી લોહી વહેતું હતું. એને કંઈ દવા ચોપડવામાં આવી અને પછીથી લૂગડાં પહેરાવીને એને દૂર લઈ ગયા. "

## બુદ્ધિદેવી.

" જ્યારે છોકરાઓને ફટકા મારવામાં આવ્યા, ત્યારે હું મહોલ્લાની સામેના ઘરમાં ઉભી હતી. પ્રથમ સુંદરસિંગ નામના છોકરાને ફટકા મારવામાં આવ્યા હતા. શરૂઆતમાં તો તેને પહેરેલાં કપડાં સહિત ફટકા મારવામાં આવ્યા. પણ પછી તેનાં કપડાં ઉતારી લેવામાં આવ્યાં અને ફરીથી તેને ફટકા મારવામાં આવ્યા. એને ત્રીસ ફટકા લગાવવામાં આવ્યા. પછી એને છોડી નાંખ્યો. સાહેબે હૂકમ કર્યો કે એને બહુ ઈજા થઇ નથી, માટે ફરીથી ફટકા મારવા જોઇએ. ડોકટરે ના પાડી, અને કહ્યું કે તે બહુ નબળો પડી ગયો છે. પછી વિલાયતીને ફટકા મારવામાં આવ્યા. પછી ત્રીજા છોકરા મેલારામને ફટકા મારવામાં આવ્યા. તે ત્રણ વખત બેભાન થઈ ગયો. હર વખત જ્યારે તે બેભાન થતો, ત્યારે કંઈક દવા અને પાણી તેના ગળામાં રેડતા અને ફરીથી તેને ફટકા મારવામાં આવતા. આ પ્રમાણે ફટકા મારવાનું કામ ચાલ્યાં કર્યું, છેલ્લા છોકરાને હું ઓળખી શકી નહિ. "

## ગંગાદેવી.

" મ્હારૂં ઘર કુટીચરણુ ગલીના ત્રીજા ભાગમાં છે. આઠ દિવસ સુધી અમે ઘર બ્હાર નીકળ્યાં નહોતાં. ભયભીત થઇ અમે અમારાં બારણાં બંધ રાખ્યાં હતાં. અમે જો સાંજના કંઇ ખાવાનું ખાઇએ, તો પીવાને પાણી મળે નહિ. જેઓને ફટકા મારવામાં આવતા, તેઓની ચીચીઆરીઓ " ઓ મા, હું મરી ગયો " અમારા ઘર સુધી પહોંચતી, અને અમારાં અંતઃકરણો ચીરી નાંખતી. એ ચીચીઆરી સાંભળી, મારી પુત્રી બેભાન થઈ ગઈ. જો કદાચ અમે અમારી બારીએ ઉભાં રહેતાં, તો સિપાઇઓ નગ્ન થઈ અમારી સામે ઉભા રહી, અમારૂં અપમાન કરતા અને અમારા ઘરો ઉપર ઈંટો ફેંકતા. ખાવાનું અમારી પાસે થોડુંજ રહ્યું હતું. પાણી તો બિલકુલ ન હતું. એ જંગલી સિપાઇઓથી અમે ઘણા બ્હીતાં હતાં. "

## દેવકી.

" અમારૂં ઘર ડગલન ગલીમાં છે. અમારા ઘર પર સિપાઇઓ ઈંટો ફેંકતા, અને ઘરના બારણા આગળજ ઝાડે ફરતા. ત્યાંથી આવતી ગંધ બહુ ત્રાસદાયક લાગતી, અને તેથી માથું દુઃખી આવતું. અમારી પાસે ત્રણ પાટો હતી. પણ તે સઘળી તેઓએ બાળી નાંખી હતી. એક પીપમાં તેઓ કબૂતરો પકવતા અને ખાતા. ચાર દિવસ સુધી હું અને મ્હારા છોકરાઓ અન્ન જળ વિનાનાં રહ્યાં. ચાર દિવસ પછી અમે ઘર છોડયું. તેઓ અમારી સામે ઉભા રહી લઘુશંકા કરતા, અને અમારી સામે

નગ્ન થતા; તેઓનું વર્ત્તન એવું અશ્લીલ હતું કે મ્હારાથી કહેવાતું નથી. ”

## ગંગાદેવી. ( બ્રાહ્મણી )

“ કુરીશથી મારૂં ઘર ૧૨ ઘર જેટલે છેટે છે. ચાર દિવસ સુધી અમે અન્નજળ વિના રહ્યાં. મારી ચાર વર્ષની છોકરી બીકથી ને બીકથી મરણ પામી. તે આખો વખત બૂમ મારતી, કે “ ઓ બા ! સોલ્જરો કબૂતર મારવા આવ્યા છે, મને મારી નાંખશે. ” આથી તેને તાવ ચડી આવ્યો. અમે ઘર છોડયું, પણ તેની બીક ગઈ નહિ. તે આઠમે દિવસે મરી ગઈ.

જો કોઈ માણસ અણધાર્યો અમારી બજારમાં આવતો, તો તેને પાછો જવા દેવામાં નહિ આવતો. પેટ ઉપર ચાલવાની તેને ફરજ પાડવામાં આવતી. જો તે તેમ ન કરે, તો તેને લાતો અને બંદુકના કુંધાથી ગદડવામાં આવતો. મેં મ્હારી નજરે આ જોયું હતું. તેઓ અમારા ઘરમાં ઇંટો ફેંકતા, અને કોઇને વાગી બેસે તેની દરકાર પણ કરતા નહિ. મેં છોકરાઓને ફટકા મારતાં જોયાં હતાં. મને તેથી જે લાગી આવતું તેનું બ્યાન હું આપી શકતી નથી. ”

## ઉત્તમદેવી.

“ કોરીઅનવાલા કુવાની ગલ્લીમાં, કુટીશમથી ૫, ૭ ઘર દૂરજ મારૂં ઘર છે. જ્યારે સૈનિકો ત્યાં હતા, ત્યારે અમે આઠ દિવસ સુધી ઘર બહાર નીકળ્યાં ન હતાં. અમારા ઘરના સઘળા પુરુષો અને કેટલાંક છોકરાઓ પણ બહાર રહી ગયાં

હતાં. થોડાં છોકરાઓ ઘરમાં હતાં. આઠ દિવસ સુધી શાક-ભાજી લાવવાને પણ અમે બહાર ગયાં નહોતાં. એક દિવસ અમારૂં પાણી ભરનારી બાઈ ઝીવરી સવારમાં સાડા પાંચ વાગે અમારે ઘેર આવી. પોતાના ન્હાના બચ્ચાને તે ઘેર મૂકીને આવી હતી. બિચારીને ખબર નહોતી કે તે દિવસે બધે ચોકીદારો મૂકવામાં આવ્યા હતા. આખો દિવસ તેને અમારા ઘરમાંજ રહેવું પડયું. એ ગરમીના દિવસોમાં અમે અને અમારાં છોકરાઓ દિવસો સુધી લાગલાગટ પાણી વિનાં રહ્યાં.

અમારી ગલ્લીના મ્હોડે કેટલાંક છોકરાઓને ફટકા મારવામાં આવ્યા. " ઓ મા ! હું મરી ગયો " એવી તેમની બૂમો અમારા ઘરમાં પણ સંભળાતી. એ બૂમો સંભળાતી બંધ થાય તે માટે અમે અમારાં બારણાઓ બંધ કર્યાં. પરંતુ તે ચીચીઆરીઓ સંભળાતી બંધ થઇ નહિ. અમારા નોકર બુલંદે ધૂમાડીઆ ઉપરથી જોયું કે એક છોકરાને બાંધવામાં આવ્યો હતો અને તેને ફટકા મારવામાં આવતા હતા. તેને પછી છોડવામાં આવ્યો, કંઇક દવા આપવામાં આવી, અને ફરીથી બાંધવામાં આવ્યો. પાછા ફટકા મારવામાં આવ્યા; આ ભયંકર હતું. સ્ત્રીઓને જે મુસીબત વેઠવી પડી, તે વર્ણવી શકાય તેમ નથી. પુરુષો બધા ઘર-બહાર હતા. અમારાં કેટલાંક છોકરાઓ પણ ઘરબહાર હતાં. આખો દિવસ અમે બિહામણી બૂમો સાંભળી. દિવસમાં અમે કાંઈ રાંધ્યું નહિ. ફક્ત રાત્રે છોકરાઓ અને નોકરોને માટે સ્હેજ રાંધ્યું."

## આલોચન.

" લશ્કરી કાયદાના દિવસોમાં, કેટલીક બીજી સ્ત્રીઓ

સાથે મને પણ પકડીને પોલીસ ચોકી પર લઈ જવામાં આવી હતી. બેન્કના લૂંટેલા માલને પાછો આપી દેવાનું તેઓએ અમને કહ્યું. પન્ના, રખી અને રાણીને પણ એમજ કહ્યું. અમારી સાથે બહુ બિભત્સ વર્તન ચલાવવામાં આવ્યું. મને મારો પાયજામો ઉતારવાનું કહેવામાં આવ્યું, અને પોલિસના દબાણને લીધે મ્હારે તેમ લાચારીએ કરવું પડયું. મ્હારી બેન ઈફ્માલની પણ એવીજ દશા કરી. સઘળા પોલિસના માણસોને આ જોઈ ખૂબ મજા પડી, અને તેઓ હસવા લાગ્યા. રાત્રે આશરે દસ વાગ્યે, અમને ઘેર જવા દેવામાં આવ્યાં પરંતુ સવારે છ વાગે પાછા હાજર થઈ જવાનું કહેવામાં આવ્યું. આશરે પાંચ દિવસ સુધી આ પ્રમાણે ચાલ્યું. ”

[ આ પછીના વાકયનું ભાષાંતર કરતાં અમારી કલમ ઉપડતી નથી. એ અતિનિંદ્ય, રાક્ષસી અને ઘોર કૃત્યને માટે પંજાબના નીચ અમલદારો અને સિપાઇઓને શું કહેવું ! એ અધમ મનુષ્યો બ્રિટીશ સરકારની શીક્ષામાંથી બચ્યા છે, પરંતુ પ્રભુને ત્યાં તો તેઓને યોગ્ય શીક્ષા જરૂર મળશે. ]

“ અમારા ગુહ્યાંગમાં લાકડીઓ ખોસવામાં આવી, અમને સઘળાંને નેતરની સોટીઓ મારવામાં આવી અને ગાળોનો તો વરસાદ વરસાવવામાં આવ્યો. મેં જ્યારે ૪૦ રૂપિયા આપ્યા ત્યાર પછી મને ઘેર જવા દેવામાં આવી. રાણી ને રખીનો રૂ. ૨૦ તથા બીજી બાઈઓનો રૂ. ૪૦, સુંદર અને ફાઝલને આપ્યા પછી છુટકો થયો. ”

**નોંધ:—ઉપલી વાત તદ્દન ખરી છે એમ રાણી પન્ના અને રખીએ કબૂલ્યું હતું.**

## કાસુર.

### મુસ્સમત મેહરાન, જન્દુ, નઝીર, સરદાર બેગન, સોનાજાન, ફીરોઝન, બીહરજાન, અમીરૂન્નિસા. ( કાસુરની આઠ વારાંગનાઓ. )

" લશ્કરી અમલના દિવસોમાં મે માસના ત્રીજા અઠવાડીઆના એક દિવસે એવો સાદ પડયો કે કાસુરની વારાંગનાઓએ એમના ઉસ્તાદો સાથે લશ્કરના મુકામે, રેલ્વે સ્ટેશન પર સાંજે ચાર વાગે હાજર થવું; જો કોઇ વારાંગના હાજર થવામાં ચૂક કરશે તો તેને ગોળીબ્હાર કરવામાં આવશે. બધી વારાંગનાઓ રેલ્વે સ્ટેશનપર બપોરથી હાજર થઈ ગઇ. અમને શાથી બોલાવી છે તે અમે કોઈ જાણતાં ન હતાં. લશ્કરી અફસરે એ હુકમ કાઢયો છે એમ સંભળાતું. અમારામાંથી કોઈ પાછળ રહી ગયું હોય તેની તપાસ કરવા સોલ્જરો અમારા મકાનમાં પેઠા. અમે સ્ટેશને પહોંચ્યા ત્યારે કેપ્ટન ડવટન અને બીજા બે ત્રણ લશ્કરી અફસરો ત્યાં ઉભા હતા. પ્લેટફોર્મપર ઉભા કરેલા લોઢાના પાટા પાસે અમને ઉભી કરી. થોડીવાર પછી એક માણસને એ પાટા સાથે બાંધ્યો અને હુકમ કર્યો કે ' દેખો ? ' તે વખતે ફોજદાર કે પોલિસનો કોઈ પણ માણસ હાજર ન હતો. કેપ્ટન સાહેબે અમને હાજર રાખવાનો હુકમ કર્યો હતો. અમારાથી ફટકા મારતા હતા તે જોવાયું નહિ એટલે અમે અમારાં મોં ઢાકવાં માંડયાં. પણ કેપ્ટન સાહેબે અમને પરાણે તે દેખાવ દેખાડયો અને બીવરાવી કહ્યું કે " દેખો, ઈશ્કબાજીકા કયા નતીજા આતા હૈ. બરાબર દેખો. "

૯-૧૧૬

અમને ત્યાં લાવવાને માટે સાહેબ બહાદુરે અમારા દેખતાં કોઈ પણ પોલિસને ઠપકો આપ્યો નથી. પાંચ માણસને આવી રીતે ફટકા મારવામાં આવ્યા હતા. ફટકા માર્યા પછી દરેકને અમારી નજીક લાવવામાં આવતો અને એના લોહીથી દડદડતા શરીરને જોવાનું અમને દરેકને ફરમાન થતું. આથી અમે કમકમી જતાં. કરમશાહને જ્યારે ફટકા મારવામાં આવ્યા ત્યારે તે દુ:ખથી બરાડી ઉઠયો. અમારાથી આ ન જોવાયું એટલે અમે નજર ફેરવી લીધી. પણ કેપ્ટન ડફટને અમારી વચ્ચોવચ્ચ આવીને અમને જાનવારની માફક ખૂબ ધક્કા લગાવ્યા અને ફટકા લાગતાં જોવાની ફરજ પાડી. એમણે અમને ડરાવી કે ‘ જો બરાબર ધ્યાનથી નહિ જુઓ તો તમને પણ ફટકા પડશે. ’ ફટકા મારવાનું કામ પૂરું થયા બાદ અમને ઘેર જવાની રજા મળી. આ ભયાનક દેખાવ જોઈને અમારામાંની ઘણી બીમાર થઇ ગઇ છે અને હજી પણ અમારી બીક ગઈ નથી. ”

## ચુહારખાના.

### મુસ્સમત રાજન.

“ પહેલે દિવસે ચુહારખાનાની મંડી ( દાણાબજાર ) પર તોપો ચલાવી; બીજે દિવસે ગામ પર ચલાવી. મારા પતિ તે વખતે ઘઉં દળતા હતા. તેઓ બહાર જંગલ ગયા અને પાછા ફરતા તેમના જમણા પગે ગોળી વાગી. પાંચ છ દિવસ તેઓ ગામમાં જ રહ્યા અને પછી એમના ભાઇ એમને લાહોરની ઇસ્પિતાલમાં લઇ ગયા. ત્યાં તેઓ આઠમે જ દિવસે મરી ગયા. ઈસ્પિતાલવાળાઓએ એમનું મુડદું અમને આપ-

વાની ના પાડી. તે વખતે બ્રિટીશ સોલ્જરો બંદુકો લઇને ચુ-હારખાનામાં આવતા અને બંદુકો ફોડતા. તેઓ અમારા ઘરમાં પેસી જતા અને અમારા ઘરના છાપરે ચઢી જતા. તેઓ અમને ખુબ વીતાડતા. અમારા ઘરની પાસે બે વીઘા શાકભાજી વાવેલી તે બધી સોલ્જરોએ બગાડી નાંખી. અમારા ખેતરમાં તડબુચ હતાં. તેમાં જેટલાં લેવાય તેટલાં સોલ્જરોએ લેઈ લીધાં અને બાકીનાં ખરાબ કરી નાંખ્યાં. અમારૂં દૂધ અને મરઘીઓ તેઓ ખુંચવી જતા. આખા ગામમાં તેમણે રાડ પડાવી. ”

## લયલાપુર.

### ગુરદેવી.

“ મારો દીકરો અમરનાથ ફેરી કરી ખાતો. એક દિવસ તે કાકડી વેચતો હતો તેમાંથી નથુ નામના પોલિસે એક કાકડી લેઈ લીધી. અમરાએ પૈસા માંગ્યા એટલે પોલિસ એને પો-લિસ ચોકી પર લઇ ગયો અને ત્યાં પૂરી રાખ્યો. સાંજે મને ખબર પડી કે મારા છોકરાને પૂરી રાખ્યો છે. હુ પોલિસચો-કીએ ગઈ એટલે પોલિસોએ મને સમજાવી કે ‘ તારા છોક-રાને વકીલો વિરૂદ્ધ જુબાની આપવા સમજાવ. ’ મેં હા પાડી, પણ મારા છોકરાએ ના પાડી. એણે કહ્યું કે વકીલો બેગુનાહ છે. પછીથી પોલિસોએ મને એને સારૂ બિસ્તર અને ખાવાનું લાવવાનું કહ્યું. હું લેઇ આવી અને એની સાથે રહેવાની રજા માગી. પણ પોલિસોએ તો ઉલટી મને ધમકાવી અને જતા રહેવાનું કહ્યું.

ફરીથી પાછી હુ એક પોલિસવાળા કીરપા પાસે ગઈ અને મારા છોકરાને બચાવી લેવાની એને આજીજી કરી. એણે મને

કહ્યું કે કેસ ચાલ્યા પછી એની સજા કમી કરવામાં આવી. હું ફીરપાના ઘરમાં એક મહિનો નોકર રહી. પછીથી મારા છોકરાને કાટી મોકલી દીધો. એને પાછો લાવ્યા પછી એના પર એવો આરોપ મૂકયો કે એણે તાર કાપ્યા છે અને કુકા-નહારો પાસે હડતાલ પડાવી છે. જે દિવસે એણે તાર કાપ્યા એવો આરોપ મૂકયો તે દિવસે તો આખો દિવસ તે મારી ચાકરી કરતો હતો. તે દિવસે તો હું ખૂબ બીમાર હતી. એના જેવા અજાણ માણસનું કહ્યું માનીને કોઇ હડતાલ ન પાડે. મારા છોકરાને દોઢ વરસની સજા થઈ હતી, પણ હવે તે ઘટાડીને છ મહિનાની કરવામાં આવી છે."

## મનીઅનવાલા.

### બાવીસ બાઈઓનો એકરાર.

મીરાં, ઉમરાં ( વિધવા ); જીવણ ( વિધવા ); ઉમરાં ( વિધવા ); બુદ્ધિ ( વિધવા ); જીવણ; ફેહુબીબી; હુકીમબીબી; હુકીમબીબી, પ્રેમકુંવર ( વિધવા); ટબન ( વિધવા ); જતન; કરમબીબી ( વિધવા ); મંદન; અલ્લાહ જવાઈ; રહમત બીબી; ઉમરાં; બેગમ; ધર્મકુંવર; પ્રેમકુંવર ( વિધવા ); માલણ અને ઉમરાં. આટલી સ્ત્રીઓએ નીચે પ્રમાણે પોતાની કથની કહી હતી:—

"અમને અમારા ઘરમાંથી અથવા અમે જ્યાં હતી ત્યાંથી બોલાવવામાં આવી, અને નિશાળ આગળ ભેગી કરવામાં આવી. અમને અમારા બુરખાઓ દુર કરવાનું કહેવામાં આવ્યું. ભાઈ મૂલસંગે સરકાર સામે ભાષણ કર્યું; એમ

કહેવડાવવાને અમને ગાળો દેવામાં આવી અને હેરાન કરવામાં આવી.

ઓસવર્થ સ્મીથની રૂબરૂમાં વૈશાખ માસના અંતમાં સવારે આ બધું બન્યું. તે અમારા પર થુંકયો, અને ન બોલવાનું બોલ્યો. અમારામાંની કેટલીકને તેણે લાકડીઓ મારી. અમને હારબંધ ઉભી રાખી, કાનપટ્ટી પકડાવી. અમને પછી ગાળો દીધી, અને કહ્યું કે " માખીઓ ! હું તમને ગોળીથી વીંધી નાંખું, તો તમે શું કરશો ? "

## ગુરદેવી.

" અમારા ગામમાં જે ખાનાતલાશી-જડતી ચાલતી હતી, તેને અંગે એક દિવસ લશ્કરી કાયદાના અમલ દરમ્યાન, મી. ઓસવર્થ સ્મીથે અમારા ગામના આઠ વર્ષની ઉપરના સઘળા માણસોને, પક્કા ડાક બંગલો જે ગામથી થોડાક માઈલ છેટે છે ત્યાં ભેગા કર્યા. જ્યારે પુરૂષવર્ગ બંગલે હતો, ત્યારે તે અમારે ગામ આવ્યો અને રસ્તે આવતાં જે સ્ત્રીઓ પોતાનાં માણસો માટે બંગલે ભાતું લઇ જતી હતી, તેમને પોતાની સાથે પાછી વાળી. ગામમાં આવી, તે દરેક ફળીએ ફરી વળ્યો, અને દરેક સ્ત્રીને ઘર બહાર નીકળવાનો હુકમ કર્યો; અને પોતે જ સ્ત્રીઓને લાકડીવડે જબરજસ્તીથી બહાર કાઢવા લાગ્યો. ગામના ચોરા આગળ તેણે અમને ઉભી કરી. અમે-અબળાઓએ તેની આગળ હાથ જોડયા. કેટલીકને તેણે લાકડીઓ મારી, તેમના ઉપર થુંકયો અને ભુંડામાં ભુંડું ન બોલાય તેવું બોલ્યો. તેણે મને બે વાર મારી, અને મારા મહોંપર થુંકયો. જોરજુલમથી તેણે પોતાની લાકડીવડે બુર-

આઓ બેસેડી નાંખ્યા અને સઘળી સ્ત્રીઓનાં મ્હોં ખુલ્લાં કર્યાં.

તેણે અમને વારંવાર ગધેડીઓ, કુતરીઓ, માખીઓ, સુઅરો કહી ગાળો દીધી અને કહ્યું કે "તમે તમારા ધણી-ઓની સાથે એક જ પથારીમાં સૂતી હતી; તોફાન કરવા જતાં તેમને તમે શા માટે નહિ રોકયા ? હવે પોલીસ તમારા ઘાઘરા તપાસશે." તેણે મને લાત મારી, અને પગ નીચેથી હાથ કાઢી કાંનપટી પકડવાનો અમને હુકમ કર્યો. જ્યારે અમારા પુરૂષો બંગલે હતા, ત્યારે તેમની ગેરહાજરીમાં અમારા તરફ આવી રીતભાત ચલાવવામાં આવી."

[ બીજી આઠ સ્ત્રીઓએ અને તેમાં એક ૮૦ વરસના ડોસીમાએ આજ જાતની હકીકત લખાવી હતી. ]

## માયગઅન.

" ગયા વૈશાખ સુદ છઠને દિવસે મારો પંદર વર્ષનો છોકરો સિંગરસિંગ અમારા ગામથી પાંચ માઇલ દુર આવેલા ૨૪ નંબરવાળા ખેતરમાં પાક લણવા ગયો હતો. સવારના દસ વાગે જ્યારે તે વાઢતો હતો ત્યારે સાંગલા પોલીસ સ્ટેશનનો ફોજદાર, કોમરાંનો ઝેલદાર, છીનાનો સુફેદપોશ બરકસિંગ અને રાનીઆનો સુફેદપોશ તેજસિંગ તેની પાસે આવ્યા અને તેને પકડીને અમારા ખેતરથી ૯ માઈલ દૂર આવેલા મોમન રેલવે સ્ટેશન પર લઇ ગયા. ત્યાંથી તેને ધમનસિંગ લઇ જવામાં આવ્યો. બીજે દિવસે પાછો એને અમારે ગામ લાવવામાં આવ્યો. જ્યારે મને એના પકડાવાની ખબર પડી, ત્યારે હું ખુબ

રહી, અને લંબારદાર સાંઇસિંગ પાસે જઇ, મારા નિર્દોષ છોક-રાને છોડાવવાની આજીજી કરી. તને છુટો કરવા મારી પાસે તેણે ૧૨૦ રૂપિયા માંગ્યા. એટલી રકમ મેં ભેગી કરી નવા લંબારદાર દુલાસિંગને આપી. આ રકમ આપ્યા છતાં તેણે મને મદદ કરી નહિ. મારા છોકરાને પછી મોમન સ્ટેશને લાવવામાં આવ્યો. ત્યાં તેને ૧૭ દિવસ રાખવામાં આવ્યો. પછી તેને લાહોર લઇ જવામાં આવ્યો. ત્યાં તેને બે વર્ષની કેદ અને ૧૦૦ રૂપીઆના દંડની શીક્ષા કરવામાં આવી. હવે તેની શીક્ષા કમી કરી ૭ મહિનાની કરવામાં આવી છે. એ છોકરો તદ્દન નિર્દોષ છે, અને અમારા કુટુંબનો એક માત્ર આધાર છે. તેના બાપ ઘરડા છે. આઠ વર્ષનો એક નાનો ભાઇ છે અને ૪ વર્ષની એક બ્હેન છે. તેના કેદ થયા પછી અમને ઘણી મુશીબતો વેઠવી પડી છે. તેની જમીન હવે પડતર પડી રહી છે.

વૈશાખ મહિનાની પાંચમે અમારા ગામમાં ગોળીઓ છોડવામાં આવી. ગામડાના લોકો અહીંતહીં નાસી ગયા. એક યુરોપીયન જે ઘોડા ઉપર સ્વાર થએલો હતો, તેણે કેટલીક ઘરડી ડોસીઓને ભેગી કરી, અને કહ્યું કે તેઓ જે (ગોળી બ્હાર) કરે છે, તે બધું સારાને માટેજ કરે છે. તે વૃદ્ધ સ્ત્રીઓએ કંઈ જવાબ આપ્યો નહિ. તેણે તેમને ગાળો દીધી, અને લાકડીઓ મારી. પછી તેણે બીજી બધી સ્ત્રીઓને હારબંધ ઉભા રહેવા કહ્યું. જે સ્ત્રીઓએ બુરખા વડે પોતાનાં મ્હોં ઢાંક્યા હતાં, તેમના બુરખા જબરજસ્તીથી ખસેડી નાંખવામાં આવ્યા; અને તેઓને લાકડીથી માર મારવામાં આવ્યો."

## નવણુપીંડ.

### જવાલી.

" આ ગામના સઘળા પુરૂષોને પહેલાં ધબનસીંગ રેલ્વે સ્ટેશનપર બોલાવવામાં આવ્યા અને ત્યાં તેઓને ચાર દિવસ સુધી રાખવામાં આવ્યા. ખાવાને માટે તેઓને જરાયે છુટ્ટી મળતી નાહ. સ્ત્રીઓ અહીંથી તેઓને માટે ખાવાનું લઈ જતી. હું પણ લઈ જતી. જે પોલીસના માણસો ચોકી કરતા તેઓ પૈસા લીધા વિના અમારાં સગાંવહાલાંઓને ખાવાનું આપવા નહિ દેતા. માણુસ દીઠ મારે દરરોજ એક રૂપિયો આપવો પડતો, અને બીજાઓ પણ એમજ કરતા. પછીથી મારા પતિ ખાનસિંગને પકડવામાં આવ્યા. તેઓ ૭૦ વર્ષના છે. શરીરે અશક્ત છે. તેમને ચુહારખાના લઇ જવામાં આવ્યા અને ત્યાં તેઓ ત્રણ દિવસ સુધી ગાડીમાં ને ગાડીમાંજ રહ્યા. ફરીથી પાછા તેમને ધબનસિંગ રેલ્વે સ્ટેશન ઉપર લાવવામાં આવ્યા.

ફરીથી એમને ઓળખાવાને માટે નવણુપીંડ બોલાવવામાં આવ્યા, અને નવણુપીંડના લોકોની સાથે એમને ભેગા કરવામાં આવ્યા. નાનાં છોકરાંઓ સિવાય બધાને ત્યાં સવારથી સાંજ સુધી બેસી રહેવું પડતું."

### આસો.

" મારા દીકરા સુન્દરસિંગને બે વરસની કેદ અને ૨૦૦ રૂપિયાના દંડની સજા કરવામાં આવી હતી, પણ પછીથી અપીલ કરતાં કેદની સજા કમી કરી ૯ મહિનાની કરવામાં આવી હતી, જો કે દંડ તો એનો એજ રાખ્યો હતો. માણુસોને પોતાની

એકસૂરી પૂરવાર કરવાની રજા જ આપવામાં આવતી ન હતી. બધા માણુસોને એક હારમાં ઉભા રાખતા અને રેલ્વેના પોર્ટરો જેના તરફ આંગળી કરે તેને પકડી લેતા. આવી રીતે પકડાયલાને એક હારમાં આરોપી તરીકે ઉભા રાખી, લગભગ દરેકને ૨૦૦ રૂપિયાના દંડ અને બે વરસની કેદની સજા સાહેબે ફરમાવી દીધી. કોઈની જુબાની કે હકીકત લીધી જ નહિ.

રંગરૂટની ભરતીના દિવસોમાં અમને ખુબ હેરાન કર્યા. ત્રીજે કે ચોથે દિવસે તહેસીલદાર કે ડિપોટી સાહેબ ગામમાં આવે અને બધાને તડકામાં ઉભા રાખે.

અમારા માણુસોને તેઓ જોડા મારતા અને પરાણે ગુજરાનવાલા પકડી જતા. મારો એક દીકરો લડાઇ પહેલાં લશ્કરમાં હતો. બીજા દીકરા બેલાસિંગને પરાણે લશ્કરમાં દાખલ કર્યો. અમારા ગામમાં દરેક જણની પાસેથી ૫૦ રૂપિયા વૉરલોનમાં ભરાવ્યા. અમને એમ કહેવામાં આવ્યું કે જો વૉર લોનમાં કંઈ નહિ ભરો તો કેસ ચલાવવામાં આવશે.

શેખુપુરાના સાહેબે ઓડવાયર ફંડને માટે જબરજસ્થી નાણું ભરાવ્યાં.

લડાઈના વખતમાં તહેસીલદાર અને ડિપોટી સાહેબે બીજા માણુસોને લેઈને અમારૂં આખું ગામ ઘેરી લીધું.. હું પોતે ગુજરાનવાલા ગઇ અને ગુજરાનવાલાના ડિપોટી કમિશનર સાહેબને કહ્યું કે “ મ્હારા બે છોકરા તો લશ્કરમાં છે. અમારા ગામને બેઆબરૂ નહિ કરો. ”

## ઉપસંહાર

પ્રિય પાઠક !

પંજાબની અબળાઓની ઉપર વર્ણવેલી હૃદયભેદક અને કરૂણાજનક આત્મકથનીઓ ઉપર કોઈપણ જાતની ટીકા વ્યર્થ છે. આપણી આર્યબાળાઓ :તરફ બ્રિટીશ અમલદારો અને સિપાઈઓએ જે પાપમય, અતિ ઘૃણિત અને ઘાતકી વર્તન ચલાવ્યું હતું તે અસહ્ય છે, અક્ષમ્ય છે. નિર્દોષ સ્ત્રીઓ ઉપર તેઓ થુંકયા, ગરીબ અબળાઓને લાતથી ગુંદી, અનેક લજ્જાવતી ગૃહિણીઓના બુરખાઓ લાકડીથી ખસેડી તેઓની લાજ લુટી, તેઓની પાસેથી પૈસા લીધા, લજ્જાયુક્ત સુંદરીઓ આગળ નગ્ન થઇ તેઓના અંતઃ કરણને કારી ઘા કર્યા, તેઓને બને તેટલી રીતે હેરાન કરી બ્રિટીશ સિપાહીઓએ બ્રિટીશ રાજ્ય ઉપર કદિપણ ન ભુંસાય એવું કલંક લગાડયું, અને પંજાબની વફાદાર સ્ત્રીઓના હૃદયમાં બ્રિટીશ રાજ્યને માટે હંમેશને માટે ધિક્કાર અને કડવાશનાં બીજ રોપ્યાં. પરંતુ નોંધવા જેવી ખાસ બાબતતો એ છે કે હિંદી સરકાર ઉપર આ વિષયની કંઇપણ અસર થઇ નથી. કારણ કે જે બ્રિટીશ સિપાહીઓએ આપણી સ્ત્રીઓને અપમાનિત કરી, ઉપર વર્ણવેલાં ઘૃણિત કૃત્યો કર્યાં તેને માટે તેઓને કંઈપણ શીક્ષા હિંદી સરકાર તરફથી કરવામાં આવી નથી. વખતો વખત કહેવામાં આવે છે કે હિંદમાં બ્રિટીશ રાજ્યનો પાયો ન્યાય ઉપર રચાયો છે. રોમેશચંદ્ર દત્ત જેવા વિદ્વાનને પણ લાગ્યું કે હિંદમાં બ્રિટીશ રાજ્ય ન્યાયને લીધે જ ટકી રહ્યું છે. પરંતુ આ બાબતમાં કયાં ગયો એ બ્રિટીશ ન્યાય? એ પ્રશ્ન છે છે. હિંદુસ્થાનના જે લોકોને બ્રિટીશ ન્યાયમાં અચલિત

શ્રદ્ધા હતી, જેઓ એમ માનતા કે જે ન્યાય ઈશ્વરને ત્યાં નથી મળતો તે ન્યાય બ્રિટીશ રાજ્યમાં મળે છે તેઓ પણ હવે એ ભ્રમણામાંથી છૂટા થયા છે અને મુક્તકંઠે કહે છે કે બ્રિટીશ ન્યાયમાંથી તેઓનો શ્રદ્ધા ઉઠી ગઈ છે, અરે ! અ-ણીને પ્રસંગે બ્રિટીશ ન્યાય નિષ્ફળ નીવડયો છે. ફક્ત હિંદી સરકારજ નહિ પરંતુ બ્રિટીશ પ્રધાનમંડળ, બ્રિટીશ દિવાને આમ, તથા બ્રિટીશ દીવાને ખાસ એટલે કે બ્રિટીશ પ્રજા પણ હિંદને આ વિષયમાં ન્યાય તોળી શકી નથી.

હિંદી પ્રધાન મોન્ટેગ્યુને બ્રિટીશ પાર્લામેન્ટમાં પંજાબની સ્ત્રીઓ ઉપર થએલા અત્યાચારો વિષે થોડા વખત ઉપર પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો. ત્યારે તેણે કહ્યું હતું કે એ બાબત તે તપાસ કરશે. તપાસ કર્યા પછી લોર્ડ ચેમ્સફર્ડના આધાર ઉપર તેણે પાર્લામેન્ટમાં જવાબ આપ્યો કે જે સ્ત્રીઓ ઉપર દુરાચારી વર્તન ચલાવવામાં આવ્યું હતું તે સ્ત્રીઓ બધી વે-શ્યાઓ હતી ! લોર્ડ ચેમ્સફર્ડે પોતાનાં અનેક જુઠાણાંઓમાં આ એક વધુ જુઠાણું ઉમેર્યું. તેણે કંઈ પણ વિચાર કર્યા વિના, પૂરતી તપાસ કર્યા વિના, કહી દીધું કે બધીજ સ્ત્રીઓ વેશ્યા હતી, આના કરતાં વધારે હડહડતું જુઠાણું શું હોઈ શકે ? ઉપર વર્ણવેલા અહેવાલોમાં ઘણી સ્ત્રીઓ પવિત્ર અને સાધુમય જીવન ગાળનારી શીખ સ્ત્રીઓ છે; તેઓ સઘળીને વેશ્યા કહેતાં લોર્ડ ચેમ્સફર્ડને શરમ પણ ન આવી ! આવું કહે-વાની તેણે હિંમત પણ કરી એ ખરેખર ઘણુંજ આશ્ચર્ય-કારક છે. પરંતુ આવાં જુઠાણાંથી કયાં સુધી તે બ્રિટીશ સિ-પાહીઓનાં કાળાં કૃત્યો છૂપાવી શકશે ? આવાં જુઠાણાં ઉપર કયાં સુધી બ્રિટીશ રાજ્ય નભી શકશે ? જેમ એક

માણુસ એક પાપ છુપાવવાને બીજાં અનેક પાપો કર્યે જાય છે તેમ હિંદી સરકારે પણ આ બાબતમાં કર્યું છે. નિષ્પક્ષ-પાત તપાસથી બ્રિટીશ સિપાહીઓની, પંજાબની સ્ત્રીઓ તરફની જંગલી અને ઘાતકી વર્તણુકનાં ભોપાળાં બહાર આવ્યાં એટલે જવાબદારીથી મુક્ત થવાને લોર્ડ ચેમ્સફર્ડે જે સ્ત્રીઓ તરફ નામર્દાઇપણે વર્તવામાં આવ્યું હતું તેઓને વેશ્યાઓ બનાવી દીધી ! કેટલી ધૃષ્ટતા ! બ્રિટીશ સમ્રાટના એક પ્રતિનિધિને માટે કેટલું શરમભરેલું !

પરંતુ આ વાત હિંદુસ્થાનને કયો પાઠ શીખવે છે ? આ રાક્ષસી અત્યાચારો હિંદને શીખવે છે કે બ્રિટીશ ન્યાય મૃગ-જળ જેવો છે, અને હિંદીઓ તે ઉપર કદિ પણ આધાર રાખી શકે નહિ. બ્રિટીશ ન્યાય એ હિંદીઓએ પોતે ઉત્પન્ન કરેલી એક ભ્રમણા છે અને જેમ બને તેમ જલદી એ ભ્રમ-ણામાંથી છૂટા થવું જરૂરનું છે.

વંદેમાતરમ્.



## મૂળ અંગ્રેજી રીપોર્ટમાં આવેલી જુબાનીઓના નંબર તથા પૃષ્ઠ નીચે પ્રમાણે છે

---

### અમૃતસર.

| | | જુબાની નં. | પાનું |
|---|---|---|---|
| ૧ | જમનાદેવી | ૧૧૭ | ૧૭૨ |
| ૨ | ધનદેવી | ૧૨૭ | ૧૭૭ |
| ૩ | ખેમકુંવર | ૧૨૮ | ૧૭૮ |
| ૪ | બુદ્ધિદેવી | ૧૨૯ | ૧૭૮ |
| ૫ | ગંગાદેવી | ૧૩૦ | ૧૭૮ |
| ૬ | દેવકી | ૧૩૧ | ૧૭૯ |
| ૭ | ગંગાદેવી (બ્રાહ્મણી) | ૧૩૨ | ૧૭૯ |
| ૮ | ઉત્તમદેવી | ૧૩૩ | ૧૭૯ |
| ૯ | બાલોચન | ૧૪૭ | ૧૯૪ |

### કાસુર.

| | | | |
|---|---|---|---|
| ૧૦ | મુસ્સમત મેહચાન | ૨૭૯બ | ૩૭૨-૬ |

### ચુહારખાના.

| | | | |
|---|---|---|---|
| ૧૧ | મુસ્સમત રાજન | ૪૬૫ | ૬૦૦-૫ |

### જલાલપુર.

| | | | |
|---|---|---|---|
| ૧૨ | ગુરદેવી | ૫૪૪ | ૭૦૨ |

## મનીઆનવાલા

| | | | |
|---|---|---|---|
| ૧૩ | મીરાં, ઉમરાં | | |
| ૧૪ | ગુરદેવી | 〃 | |
| ૧૫ | માયજમન | ૫૮૫ | |

## નવાપીંઠ.

| | | | |
|---|---|---|---|
| ૧૬ | જવાળી | ૬૨૦ | |
| ૧૭ | આસો | ૬૨૫ | ૯૦ |



આ પુસ્તક અમદાવાદ જમાલપુર રોડપર આવેલા ધી " નટવર " પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીલાલ નારણદાસ મોદીવાળાએ છાપ્યું અને રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે ગુજરાત રાજકીય મંડળ માટે એ મંડળની ઓફીસમાં પ્રસિદ્ધ કર્યું.

**લાલા લાભસીંગ**—ગુજરાનવાલાપર વરસેલા ગોળીબ્હારની હૃદયભેદક બીના.

લેખકઃ-નંદલાલ મણીલાલ શાહ. ૦-૩-૦

**એક હિંમતબાજની દુઃખી કહાણી-** યાને શાબાશ મોલવી ગુલામ જીલાની!

લેખકઃ-વામનરાવ સીતારામ મુકાદમ. ૦-૨-૦

**ઇજીપ્તનો અસહકાર**-ઇજીપ્તની ફત્તેહ-રા. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલની કલમથી આલેખાએલું ઇજીપ્તની સ્વતંત્રતાનું વર્ણન. ૧-૬-૦

મંત્રી, રાષ્ટ્રીય સાહિત્ય મંડળ

મીરજાપુર—અમદાવાદ.

ज बाकी छे.

# असहकार

महात्मा गांधीजीनां भाषणो अने लेखोनो

दळदार ताजो संग्रह, पृष्ट १३२.

कींमत ०—६—०

# हिंद-स्वराज्य,

# एक सत्यवीरनी कथा

अने

# सर्वोदय.

महात्मा गांधीजीए लखेला त्रणे पुस्तकोनो भेळो

संग्रह, पृष्ट संख्या—१६८. कींमत ०—८—०

राष्ट्रीय साहित्य मंडळ, मीरजापुर—अमदावाद.